શ્રી

# ચાત્રીમલ ચરીત્ર પચીસી

તથા

# સ્તવનાવલી.

---

રચનાર

મહારાજ શ્રી [illegible]જી સંપ્રદાયના મુનીજી

તથા અનેક મુનીઓના બનાવેલા સ્તવનો.

---

આવૃત્તિ ૧ લી. | પ્રત ૧૦૦૦.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

જમનાદાસ નાથાલાલ એન્ડ બ્રધર્સ.

---

અમદાવાદ

ધી યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ

સને ૧૯૦૪ સંવત ૧૯૬૦

---

કીંમત ૦-૫-૦

1

શ્રી

# દયાવીમલ ચરીત્ર પચીસી

તથા

# સ્તવનાવલી.

રચનાર.

મુની મહારાજ મોહનલાલજી સીષ્ય કમળ મુનીજી
તથા અનેક મુનીઓના બનાવેલા સ્તવનો.

આવૃતી ૧ લી. ] [ પ્રત ૧૦૦૦.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

જમનાદાસ નાથાલાલ એન્ડ બ્રધર્સ.

અમદાવાદ

ધી યુનિયન પ્રીન્ટીંગપ્રેસ કંપની લીમીટેડ.

સને ૧૯૦૪ સંવત ૧૯૬૦

કીંમત ૦-૫-૦

પરમ માન્યાસ્પદ, સ્વધર્મપરાયણ, શ્રીમાન.

## શેઠજી સાહેબ જમનાભાઇ ભગુભાઇ.

નિ. અમદાવાદ.

આ વિશ્વકલ્પવૃક્ષ ધર્મથીજ લીલુંછે અને ધર્મથીજ સંપૂર્ણ સૌન્દર્યથી શોભી રહ્યું છે તે સ્વધર્મમાં સ્વાભાવિક અધિકાંશે પ્રવૃત્તિ અને પ્રીતિ થવી એ પૂર્વના અપૂર્વ પૂણ્યોદય તેમજ પ્રભુ પ્રસાદિ વિના બનવું.. દુર્લભ છે. સ્વધર્મમાં અસાધારણ પ્રીતિ પૂર્વક પ્રવર્ત્તમાન પુરૂષજ દેવાંશી, સાત્વિક અને પૂજ્ય ગણ્ય છે. એવું કોઇ જીવન આ સૃષ્ટિમાં ભાગ્યેજ હશે કે જે-નામાં ધર્માંકુર ન્યૂન અધિકાંશે પણ સ્ફુરિત નહિ હોય !

આવા તન, મન, ધન અર્પિત આપના સ્વધર્મધ્વજ અને પરોપકાર પૂર્ણ દીવ્ય, ધાર્મિક તપથી અને શીલ સદ્‌વર્તનથી આકર્ષણ પામી, આપ લોક વત્સલ શ્રીમાન શેઠ સાહેબને-ચંદ્રનું યોગ્ય સ્થલ આકાશજ, પૃથ્વી નહિ—એમ લેખી આ માહારાજ પન્યાસશ્રી દયાવિમળ ચરિત્ર પચીસી નામક પુસ્તક આપ મહાભાગને સમર્પિત કરી કૃત્ય કૃત્ય થાવછું.

| | |
|---|---|
| અમદાવાદ રીચીરોડ | લિ. |
| | હું આપનો નિજ કૃપાકાંક્ષી. |
| | સેવક. |
| તા. ૧૫—૪—૦૪. | બાલાભાઇ કચરાભાઇ |
| | રાજનગર બુકડીપો રીચીરોડ. |
| | અમદાવાદ. |

શ્રી

# દયાવીમલ ચરીત્ર પચીસી

તથા

# સ્તવનાવલી.

---

દુહો— મંગળાચરણ

પંચ પરમેષ્ટી નમન કરૂ, લાગુ નીજ ગુરૂ પાય;
સરસ્વતી માતા મહેર કરી, બરદે મોરી માય,
દયાવીમળ પચીસની, કરૂ ગુણમાળા જાસ;
સુંણતાં ભવી હરખત હુવે ગાતાં લીલ વીલાસ,

ગાયન ૧.

રાગ—( પુરણ થયો છે ખેલ સજનો પુરણ;
આનંદ થયોછું જોઈ ગુરૂ મે આનંદ થયો આજે જોઇ;
પંચમહા વ્રત ધારક પાલક સુમતી પંચને જોઇ. ગુરૂ. ૧
મનવચ કાયા ગુપ્ત કરીને ધરમ ધ્યાનને ધાઇ. ગુરૂ. ૨
સંજમ જપ તપ ક્રીયા કરીને, આઠું કરમ કરમાઈ. ગુરૂ. ૩
દયા વીમળ ગુરૂ ચરણ કમલમે, ભમર પરે હું ધાઇ. ગુરૂ. ૪

## ગાયન ૨.

**રાગ**—( મહેતાજી સાહેબ આજનું લેશન મને યાદ નથી.
ગુરૂ ગુણ ગણુસાર કહેતાં ન આવે મુખથી પાર;
મુરધર દેશ ઝાલોર ઇલાકે, નગર ગોવીદલા જાણ,
સંવત અઢારે છીયાસી, આસો માસ પ્રમાણ; ૧
વીજ્યા દસમને જનમ લીયો એ, વીજ્ય કરીને સાર;,
પોરવાડ વીસા નાતિમે, માતા લાધી ધાર. ૨
પીતામે ધાજી કુલમાં ઉપન્યા, જેસા નીરમળ ચંદ;
પાંચે ભાઈ પાંડવ સરીખા દેવાજી આનંદ. ૩
નગર મુંબઇ જાય નીસરે, હુવા વૈરાગી રાજ;
સુરત શહેરમાં આઇને હુવા, મોટા મહામુનીરાજ. ૪
દાન વીમળ મણી પાસે લીના, સંજમ સતર પ્રકાર,
દયાવીમળ ગુરૂનામ ધરીને, ચરણ કમળ બલીહાર. ૫

## ગાયન ૩.

**રાગ**—( શ્રી સંખેશ્વરા પ્રભુ પાર્સ્વ જીનવરા કલ્યાણ.
શ્રીમુનીવરા, દયાવીમળ ખરા, સુદ્ધ તપ કે યોગસે કાટી.
કર્મકીઝરા. ૧
સંવત ઓગણીસે નવામાં રાજનગરમે આય,
ઉદ્યોતવીમળ પન્યાસની પાસ, પંચમહા વ્રત પાય. ૨
શ્રી સંઘ મળીને વડી દીક્ષાનો, ઓછવ કીનો સાર;
ગુરૂ આણામે ચઢતે રંગે પાળે નીરતી ચાર. ૩
આગ્રા ગુરૂની લેને આયા, પેથાપુર ચોમાસ;
ઓગણીસોને સાલ ચૌદમાં, લીની બહુ શાબાસ. ૪

જીવા ભેગમજી સુત્ર વાંચીને, ઉપર જંબુ ચરીત્ર;
વીવીધ પ્રકારે અર્થ કરીને, પ્રતીબોધે ભવી મીત્ર. ૫
ઉપધ્યાનાદી બહુ પ્રકારે, ક્રીયા કરાવી સાર;
સુદ્ધ કમળકી માલા પેરાવી, વર્ત્યાં જય જય કાર.

## ગાયન ૪.

રાગ—( થયા છોરે પતીતેજ એ રાગ )

મલ્યા છેરે મારે પુન્ય ઉદયસે સુદ્ધ મુની રાજે. ૧
પાલીટાણે સાલ સોલમે, દાદામણી પાસે;
જયકારી, ભવભારી, સુખકારી, યોગકારી,
શ્રી ભગવતી સુત્રનાં યોગ વહીને હુવા ગણી રાજે. ૨
કંચન ગીરીએ જાત્રા કરીને ભાવનગર વાસે;
ચૌમાસે, ઉલાસે, ગણી પાસે, સુભ માસે,
બહુ શ્રાવક મળીને ઉપધ્યાનાદી, ક્રીયા કરી ગાજે. ૩
બહુ પ્રકારે ઓછવ કરીને આએ ગુરૂ પાસે:
કરી સારી, દુઃખવારી, મનધારી, ગુણકારી,
અતી મંગલકારી મોહનગારી માલ પહેરી છાજે. ૪
ઇત્યાદીક સુભ કરણી કરીને. ભવીસબ ગુણ ગાસે;
જયવંતી, નીરખંતી, મન સાંતી, ગુણ કાંન્તી,
શ્રી દયાવીમળ ગુરૂ ચરણ કમળસે ભયે સબળા ભાંજે. ૫

## ગાયન ૫.

રાગ—( પુનમચાંદની એ રાગ. )

મને મળીયા મળીયા દયા વીમળ ગુરૂ રાજજીરે,
એ તો દયા તણા છે ભંડાર, નમો ભાવ કરીને મુની રાજનેરે.૧

## સાખી.

સંવત સતર સાલમાં કરી વડોદરા ચોમાસ,
સંગમલી ભકતી કરે રાજે ગુરૂ ગુણ જાસ.
એની વાણી ઘણી રે રસાળ છે રે,
જેથી મોહ્યા ભવીક જન સાર. ૨
ભાવ ધરી મનમાં ઘણો શ્રાવક વર્ગ સમાજ,
સુણે સુત્ર એક તાનસે જેસે અમૃત પાન;
કરી પરભાવન બહુ માનથી રે, સખ હળી મળી ગાવે ગીત. ૩
ઉપધ્યાનાદી બહુ બીધે. પહેરી સુજાણ.
સ્વામી ઓછવ કરે વળી જાણે જનમ પ્રમાણ;
કરી પુન્ય તણી અનુમોદનારે, ગુરૂ ચરણ કમળ બલીહાર.૪

## ગાયન ૬.

### રાગ—( હોરી વસંત એ રાગ. )

મુનીવર વંદો ભાઇ, વારી સેવા પરમ સુખદાઇ;
દયાવીમળ ધણી મહારાજા, પાલીતાણે ફરી આઇ;
વરસી તપ બહુ ઉત્તમ કીનો જાત્રા કરી સુખદાઇ,
કરીએ પુરવે પુનાઇ વારી. ૧
કરે તીરથકી ભક્તી મુનીવર શક્તી કરી સરસાઇ;
યોગ મુદ્રાદી અનેક રીતીસે ધ્યાન ધરી મન માંહી;
સુકૃતકી કરી કમાઈ. વારી. ૨
સંવત ઓગણીસે વીસામે દીન દીન જોતી સવાઇ;
ચરણ કમળ રાયણ તળે હેડે નિત પ્રતી શીશ નમાઇ;
રહૃયમાં અતી ઉલસાઇ. વારી. ૩

## ગાયન. ૭

રાગ—રેખતા ગજલ.

વીમળ ગચ્છ ગુરૂ પતીરાયા, દરસસેં ચીત ઉલસાયા;
વીમળ ઉદ્યોત મહારાજા, તીનોકે શીષ્ય હે તાજા;
વીમળ દાનેજી પંન્યાસા, હુવા હે સ્વર્ગ કે વાસા. ૧
સંવત ઓગણીસપર વીસા, લીખી મળી સંગવીન તીસા;
પધાર્યા રાજનગર મહારાજા, આવ્યા દયા વીમળ ગણી રાજા; ૨
બજાયે હરખથી વાજાં, કર્યાં હે મંગલીક ઝાંઝા;
ગુરૂ ઉપદેશ દેત ગાજા, સુનત સબ સંગ મળી સાજા. ૩
વાણી સુણ ભવીસબ મોહ્યા, ગાદી કે લાયક જબ જોયા;
સબી મલી ગુરૂ કે ગુણ ગાયા, પુરવ કે પુન્યસે પાયા. ૪
શ્રાવક કહે સફળ દીવસ મારા, ભેટયા હે ચરણ કમળ થારા;
ઉતારો ભવસાયર પારા, રખુ મેં દીલસે નહી ન્યારા. ૫

## ગાયન. ૮

રાગ—( વીરા વેસ્યાના યારી. )

હો મુની ગણ નાયક, ભવી હીત દાયક,
સબ ગુણ લાયક, દયા વીમળ મહારાજ;
હે સાસન દીપક, પરીસ હે જીપક,
જ્ઞાન સમીપક, દયા વીમલ મહારાજ. ૧
સંવત ઓગણીસે બાવીસે, પાટણ નગર મોઝાર;
વીનંતી સાથે પુજ્ય પધાર્યા, ધર્મતણા શણગાર,
ભવી ઉપદેશ દાતા, જગ વીખ્યાતા, દયાવીમળ. ૨
ઉપધ્યાનાદીક વહે બહુ શ્રાવક કરે ગુરૂ બહુ માન;
માલ પહેરીને કૃત કૃત હુવા, દેને બહુલા દાન;
કરે ચઢતે રંગે, મનમાં ઉમંગે. દયા વીમળ. ૩

શેઠ વીજયચંદ ઘેલચંદ સાથે, કરી પંચ તીરથ જાત્ર;
પછી રાજ નગર પધાર્યા, પ્રતી બોધ્યા બહુ પાત્ર;
મુની મુળચંદ જાણે, બાવી સાથાણે, ગુણે ના જાણુ, દયા. ૪
ભગવતીજીના જોગ વહેવરાવી, દીનીગણી પદજાસ;
પછી સંવત તેવીસામાં, પોતે હુવા પંન્યાસ;
બાજે નોબત વાજ્યાં, મેઘ જો ગાજા, ઓચ્છવ ઝાઝા. દયા. ૫
સાલ ચોવીસામાં વીનતી સાથે, વીસનગરને ધામ;
શેઠ જેઠા લખમીચંદે તેડયા, ઉજમણાને કામ;
કરી સામી વચ્છલ, પુન્ય મહા બળ, બુદ્ધિ નર્મળ દયા. ૬
ત્યાંથી વળી વડનગરે જઇને, હરખે વધાવ્યો સંગ;
અક્ષય નીધી તપ ઉપધ્યાનકીના, માલ પહેરીને ઉમંગ,
તડ મેટયા સંગના થઇ એકમણા, કમળ જો હસના. દયા. ૭

## ગાયન. ૯

રાગ—લાવણી.

ગુરૂ દયાવીમળે ઉપગારી, છે દયા તણા ભંડારી,
સાલ પચવીસાની રંગે, ત્યાંથી ગયા તીરથ તારંગેરે;
પછી રાજનગર ઉછરંગે, તેડયા ભગુભાઇ શેઠ ઉમંગે,
પછી કરી આજ્ઞા સુખકારી. ૧ છે.
દે ઉપદેશ મધુરી વાણી, સુણે પ્રધાન બાઇ શેઠાણીરે,
ઉપધાન તપકીનો ભારી, કરી ઓચ્છવ રચના સારી;
પહેરી માલ સબે મન ધારી. ૨ છે.
પુન્ય જોઇ તારા નાનચંદે, ગુરૂ ભાવ ધરીને વંદેરે,
પહેરી માલ ઘણી આનંદે, જુવે નરનારીના વૃંદે;
ગુરૂ ચરણ કમળ મન ધારી. ૩ છે.

## ગાયન. ૧૦

રાગ—( મારે દીવાળી થઈ આજ જીન મુખ જોવાને એ ચાલ. )

મે ભેટયા ગુરૂ મહારાજ, સમતાના દરીયા છે,
સરીયા સરીયારે ભવીકનાં કાજ, ગુણના ભરીયા છે;
સાલ છવીસે રાજનગરમાં પંચભાઈ પોળના વાસીરે,
નવી બઇ ઓર બીજી શ્રાવીકા, બહે ઉપધાન ઉલાસી. ૧
ઓચ્છવ કરીને સુદ્ધ મન ધનથી, માલ પહેરી ઉમંગેરે,
ધનધન એવા ગુરૂ સંજોગે, હુવા ધર્મ ઉછરંગેરે. ૨ સ.
પાટણુ નગરમાં બડી પોસાલે, પાડાના રહેવાસીરે,
સુત સાંકળચંદ બેચરદાસના માત જેઠીબાઇ ખાસી. ૩ સ.
તેના પુત્ર સરૂપ સાંકળચંદ, વૈસાખ માસ મઝારેરે,
સુદી સાતમ દીન દીક્ષા લેવા, સંજમ સત્તર પ્રકાર. ૪ સ.
શેઠ ભગુભાઇ પ્રેમચંદ ઘરથી, વર ઘોડાના ઠાઠરે,
દયા વીમળનીજ શીષ્ય કરીને,સુભાગ્ય વીમળ થાપ્યાપાટ.પ સ.
યોગ વહીને જેઠ માસમાં, વદી દશમી જેકારરે,
સંગ મલીને ઓચ્છવકીના, વડી દીક્ષા લીયા સાર. ૬ સ.
પંચ મહાવ્રતલીના રંગથી, પાળે પંચા ચારરે,
ગુરૂ આગ્નામે ચાલે ચીતશું, કમળ રહદમે ધાર. ૭ સ.

## ગાયન. ૧૧

રાગ—( માઢ. )

ગુરૂ દયા વીમળ મહારાજ, વીનતી ધારો તો સહી,
હું અરજ કરૂં કરજોડ મુજ ભવતારો તો સહી;
સાલ સતાવીસ રાજનગરમાં, જાણો તો સહી,
શેઠ બેહેચર જેચંદે કાઢયો સંગ, પ્રમાણો તો સહી. ૧ ગુર.

ઉભી સોરઠ જાત્રા કરી, ફરી આયા તો સહી,
શ્રી પાલીતાણે સીદ્ધ ખેત્રમાં, સવાયો તો સહી. ૨ ગુરૂ.
ત્યાં રાધનપુરવાળા ડામર વહોરા તો સહી,
તે બડાં આડંબરથી, ચોથા વ્રતધારો તો સહી. ૩ ગુરૂ.
ત્યાંથી ભાવનગરમાં ઉપદેશ, દીના તો સહી,
બાઈ અંબા વરસી તપનો પારણુ, કીના તો સહી. ૪ ગુરૂ.
ફરીને પાલીતાણે ત્યાંથી, આયા તો સહી,
પીસતાલીશ આગમની તપસ્યા કરાવી તો સહી. ૫ ગુરૂ.
ઈંદોર વાળી કેસર ઉપધાન, કીનો તો સહી,
ફીર માલ પહેરને નરભવ લાવો લીનો તો સહી. ૬ ગુરૂ.
ઇન બીધ કામ ધરમનાં કરીને સારા તો સહી,
શ્રી સીદ્ધ ખેત્રના ચરણ કમળ ચીત પ્યારા તો સહી. ૭ ગુરૂ.

## ગાયન. ૧૨

રાજ—(ગજલ.)

ભવી ચાલો ઉમંગ ધરદયા વીમળ ગુરૂ વંદીએ,
વંદીએ. વંદીએ. વંદીએ.
સાલ અઠાવીસ રાજનગરમાં, વંદી ગુરૂને આનંદીએ. ૧
શેઠ ભગુભાઇ ઓર શ્રાવક મળી પીસતાલીસ આગમ તપ મંડીયે. ૨
તપ પુરણ કર્યો ઓચ્છવ સાથે ગઢ કેરી રચના રંગીજીયે. ૩
બાઈ પ્રધાન શેઠાણી આનંદથી, મોતીયાંની ગુહલી કરાઇયે. ૪
સાધરમીની ભકતી રંગથી, પ્રભાવના કરી લાવો લીજીયે. ૫
ઇનવીધ ભલા ધરમના કારજ, કમળ પરે જશ લીજીયે. ૬

## ગાયન. ૧૩

રાગ—( ડરમાં તું દીલસાથ. એ ચાલ.)

દયા વીમળ મહારાજ, અમારા દયા વીમળ મહારાજ,
છે ભવસાગરના ઝાઝ, અમારા દયા વીમળ મહારાજ,
સંવત ઓગણીસતીસામે, શેઠ કાલીદાસ ભગવાન નામે,
ભારીઆ બાઇ જડાબના કામે; ઉપધાન વહ્યા બહુ પુન્ય જામે;
હોજો ભવભવ જોઇ ન પરે મને, ફેર માળા પહેરીને સાજ. અ. ૧
પછી પેથાપુર આયે સુખ સાતા, મહેતા હાથી ઝવેર નીમાતા,
ફુલકોર બાઈ હે જ્યાતા; ઉપધ્યાન વહેને માલ પહેરી રાતા;
આજ મારા મનના મનોરથ ફળ્યા, મને આપ્યો મુક્તીનો
રાજ. અ. ૨
વળી રાજનગરે ઘણી ઉમંગે, શ્રી સંગ મળી ઓચ્છવ કર્યાં રંગે,
સાલ એકત્રીસ પાલીતાણે ચંગે, ગોકુળ પુરસોતમના સંગે.
પૂર્વ પુન્યસે મળ્યો ગુરૂ સંજોગ, ભેટયાં સીદ્ધ ગેરી મહારાજ. ૩
ભગવતીજીકે જોગ વહાયે, શીષ્ય સોભાગ્યગણી પદ પાયે,
બહુ ઓચ્છવકે ઠાઠ બનાયે, કરી જાત્રા પ્રભુ ગુણ ગાવે;
એસા અવસર કબહુ ન આવે, કરૂ ચરણ કમળ સેવાજ. ૪

## ગાયન ૧૪.

રાગ—અહેચતુરગર કર કંઇ વીચાર.

ગુરૂ દયાવીમળ પંન્યાસ સાર, સુજવીનતી ધાર,
ભવસાયર તાર, તમગુણ અપાર, જગમાં જશલીનો.
સંવત ઓગણીસ ઉપર બતીસ, પટવાપીતાંબર કેસરીસ;
સંગ બોયણીસ દરશન કરલીનો. ગુરૂ.

ભેટયા દીનંદ મલીજીનંદ, હુવા આનંદ વાજીંત્ર છંદ;
પ્રભુ ચરણવંદ સમતા રસ ભીનો. ગુરૂ. ૩
પુન્ય નગર રાજ, ભલે આવ્યા સાજ;
કર્યા ઉજમણાજ, પંચ તાલીનાજ,
આગમ સમાજ ઓછવ હદકીનો; ગુરૂ. ૪
સંવત તેતીસ પાંટણ ગરીસ આઈ વીનતીસધારી મુનીસ;
બાઇ જડીસ ઉપધ્યાન તપ કીના ગુરૂ. ૫
પહેરી હરખ માળ, વાજા ધમાલ, શેઠ કરમચંદમોતીની માળ;
ચોમાસુ લાલ ભગવતી સુનલીનો ગુરૂ. ૬
સબ સંગ સાથ શાન્તી સનાત્ર, ઓછવનેસાથ પુજા ગવાત;
કરકમળ હાથ, જીનબચરસ પીનો. ગુરૂ. ૭

## ગાયન ૧૫ રાગ.

ભવી મનસુધ કર ગુરૂ વંદોરે, ગુરૂ વંદોરે ગુરૂ વંદોરે ભવી.
સાલચોત્રીસામાં ઉમીયા પુરમાં ગયા વીનંતીસેં આનંદોરે. ૧
ઉપધ્યાન તપ માળા પહેરીને નર નારીના વંદોરે. ૨
કરી ચોમાસુ મોદી કેવલ જેઠા, ભગવતી સુત્ર સુનંદોરે. ૩
બહુઓછવસે જ્ઞાન ભકતીકર, નવનવા વાજીંત્ર છંદોરે. ૪
રાજનગર ફરી સાલ પાંત્રીસે, કાલુસાની પોલ વાજીંદોરે. ૫
બોડીદાસ દોલતની ભાર્યા, વીજીબાઈ આનંદોરે. ૬
માળા પહેરી તનમન ધન શું, ચતુર માસ કરી સુનંદોરે ૭
પટવા અમીચંદ ભાર્યા જડાવે, કરી ઉપધાન ભાવંદોરે. ૮
આપણા પોળ રહેવાસી રંગસું, માળ કમળની સુગંધોરે. ૯

## ગાયન ૧૬.

### રાગ—( ભેરવી. )

દયાવીમળ મેરે મન વસીયા, ચરણકમળ મોરે ચીતરસીયા;
શેઠ કાળીદાસ ભગવાન ભારીઆ, છત્રીસે સંવત ઓગણીસીયા. ૧
બાઇ જડાવે આગમ પીસતાલીસ, વ્રતકરી આતમ ઉલસીઆ. ૨
માળ પહેરીને મનમાં હરખી, કરીપર ભાવના ભાવ બરસીઆ. ૩
આડત્રીસે ફુલચંદ ઉમેદ, લુણસાવાડાના રહેવાસીઆ. ૪
શહેર જાત્રા કરાવી હદશું; પ્રેમ ધરીને પુન્યરસીયા. ૫
પાલીતાણે સીધગીરીની જાત્રા કરી મનમાં ઉમરસીઆ. ૬
ફરી ત્યાંથી રાજનગરમાં આવ્યા સંવત ઓગણીસ ચાલીસીઆ. ૭
સુભાગ્ય વીમળ મહાસુદ પાંચમ શુક્રવારે પંન્યાસ પદ રસીઆ. ૮
એણે વીધ ઓછવ હુવા બહુ ભાતે ભવીક કમળકો ચીત હરસીઆ. ૯

## ગાયન ૧૭.

ગુરૂ દરસન મનમાં વસ્યો તાતે સબરંગ રોલા. આંકણી.
કાળીદાસ ભગવાનને, ઓગણીસે બયાલા,
બાઇ જડાવે પાલીતાણે, સંગ કાઢયો ઉજમાળા. ગુરૂ ૧
વીનતી પુર્વક સાથે લીયા, ગુરૂ વીમળ દયાલા,
સીધગીરી જાત્રા કરી ઓછવ રંગમાલા ગુરૂ ૨.
પછી રાજનગરે પધારીઆ, વાજાં વાગ્યા ધમાલા;
મોહનલાલ જેઠાભાઇ, ખારાકુવા પોળ વાળા. ગુરૂ ૩
ભારીયા બાઇ સફળ કીયા, ઉપધ્યાન પહેરી માળા;
લલ્લુ ઉમેદ વીનતી કરી, રાજા મહેતાપોળવાળા ગુરૂ. ૪
શ્રીભોગણીજીના સંગમાં, પ્રતિષ્ઠા રચાલા;
ગુરૂ સાથે બહુ માનથી સંગ થઇ હરખાલા. ગુરૂ ૫

પાટ ઓછ્વ કરી સાજથી, પ્રભુ મહી પધરાલા;
વાસ ખેપ ગુરૂજી કીયો પુન્ય પોતે બંધાલા. ગુરૂ ૬
ફરી રાજનગરે રંગશું, પંન્યાસ દયાલા;
કરી ચોમાસુ ભાવશું, પાલીતાણે સીધાળા. ગુરૂ ૭
ઉત્તમ કામ એણી પરે, કર ઝાક ઝમાળા;
રદય કમળ દેખી કરી ગુરૂ ચરણ પખાલા. ગુરૂ. ૮

## સુગાયન ૧૮.

રાગ—( મે તો હુંદફરે વનરાવનરે.

સુની દરસન કાટે ભવફંદ, કાટે ભવફંદ, કાટે ભવફંદ સુની.
ઓગણીસે સંવત ચુંવાલા સુરતના વનસાલી આનંદ. ૧
બાઇ પરસન વગેરે મલીને, ઉપધ્યાન તપકીનો સુખકંદ. ૨
માલ પહેરી ચઢતે પરણામે, ઓછ્વ હુવા હરેખ આનંદ. ૩
અમદાવાદી શેઠ પરભુદાસ, મલુકચંદ ભવપુજા કરંત. ૪
વળી દેહેરાની પ્રતીષ્ટા કરાવી પ્રભુ પધરાવ્યા સુરતરૂ કંદ ૫
તીરથમાલ પહેરીને રંગ શું કરી પરભાવના કેલી કરંદ. ૬
પાટણ શહેરની વીનતી ધારી, જાવે ગુરૂજી ગ્યાનાનંદ. ૭
કરી ચોમાસું ચતુર વીધસંગકુ, તપસ્યા કરાવી ગયે દુંખદંદ.૮
પીસ્તાલી આગમ ચઉદ પુરવ અક્ષય નીધી તપધ્યાન ધરંત.૯
ઉપધ્યાન તપ મન શુદ્ધ કીના બહુ શ્રાવક શ્રાવકીના વ્રંદ. ૧૦
દયા વીમળગુરૂ ચરણ કમળકો, હીત કરી ચાહુ સેવા સુંચંદ.૧૧

## ગાયન ૧૯.

( હુંમરી. )

સુનીદરસ સરસ મનમાંહ વસ્યો, કર વંદન નીજ ભવકાજ સર્યોરે;
ઓગણીસે સંવત પીસતાલી માળ પહેરે તપ આદરીયો રે ૧

પછી રાધનપુર દયાવીમળ ગુરૂ જાત્રા કરવા કાજ ગયા રે રમુની;
શ્રીવીક્ષરીયા તીરથ કરીને પાટણ શહેરમાં વાસ કીયોરે. ૩
શેઠ કરમચંદ મોતીચંદ સંગલે, સાથ ગુરૂ પંચ તીરથ ગયોરે. ૪
જાત્રા કરી રાજનગરમાં આવ્યા મનસુખ ભગુભાઇ ઓછવ કીયોરે. ૫
વલી જમનાદાસ ભગુભાઈ મનસુખ, ભારીયા સણગાર સમરત સહીરે. ૬
શેઠની વસંત વગેરે, આગમ પીસતાલીસ તપ તપ્યારે. ૭
ઓછવ કરીને બહુ જશલીનો હૃદય કમળ બીચ હરખ થયો રે. ૮

## ગાયન ૨૦.

### રાગ—( દેખા નહી કછુસાર.)

અબ મોહે પાર ઉતાર ગુરૂજી અબમોહે પાર ઉતાર. ટેક.
સંવત ઓગણીસે છેતાલીસ, વાંચો આગમ પચતાર. ગુરૂ ૧
ગણીપરતાપ વીજયને આપી પંન્યાસ પદવી સાર. ગુરૂ ૨
સંવત સુડતાલી ઓગણીસે આગમ પુરા કરાર, ગુરૂ ૩
શાંન્તી સનાત્ર ઓછવ હઠકીનો પરભાવના મનધાર. ગુરૂ ૪
અડતાલીસે પોલ ટેમલાની બાઇ બાપી એ સાર. ૫
કરી ઉપધ્યાન બહુ જસલીનો માળા પહેરી જયકાર. ૬
ઓગણપચાસ રાજા મહેતાની પોલના રહીવાર. ૭
મગનલાલ સરપચંદ મળીને સંગસીધ્યાચળ સાર. ૮
સાથે પન્યાસ દયા વીમળજી સાચા ગણી મનોહાર. ૯
શ્રી પાલીતાણે ચોમાસુ રહીને ઉપદેશ ભવી હીતકાર. ૧૦
કંચન ગીરીયે જાત્રાકરીને ગુલાબ દેવચંદ સાર. ૧૧
અક્ષર નીધી તપ પુરણ કરીને પામ્યો જશજયકાર. ૧૨
ખંભાયતની જાત્રા કરીને ચરણ કમળ પ્રભુધાર. ૧૩

## ગાયન ૨૧.

### રાગ—( આજ સખી મારૂ મન લલચાણું. )

શ્રી પાલીતાણે એવલાંવાલા, બાઈ રતન ઓર સાવક મલીરે.
ઉપધ્યાન તપ કીનો બહુ રંગે, માલ પહેરી ભવસફલ કરીરે. ૧
ફરી ત્યાંથી રાજનગર પધારી સાલ ઓગણીસે પચાસરીરે;
કાલુસાની પોળ એકાવન વરસ ઓગણીસે ઉમંગ ધરીરે. ૨
શેઠ પરભુદાસ મલુકની ભારીયા બાઇ ભટી તપ આગમ કીરીરે;
પીસતાલી આગમ તપ ઓછવકીનો મનમાંઆનંદ સવસાજ સજીરે. ૩
ઓગણીસે બાવનમાં શ્રી સંઘ, ગુરૂ મુખ ભગવતી સુત્ર સુનીરે:
ફરી ઓસવાલ જ્ઞાતી મહા ઉત્તમ સવચંદ માણેકચંદ ભાવકરીરે. ૪
ગુરૂ સાથે સીધાચળ જાત્રા, કરી માનવ ભવસફળ કરીરે;
રાયણ તલકે ચરણકમળપર વારી જાઉં વાર હજાર ફરીરે. ૫

## ગાયન ૨૨.

મુનીદરસણ સુખદાનારે ભવીકા મુની દરસણ સુખદાના આંકણી.
સીધાચળ જાત્રા કરી આયે રાજનગર ઓગણી તેપના,
પતાસાની પોલ રહેવાસી મગનલાલ મોકમચંદનારે. ભવીકા ૧
શ્રીવીમળા ચળ સંગ લઇ જાત્રા ભાવ કરી મનમાન્યા:
ફરી ત્યાંથી રાજનગરકે માંહી, આયે કે મંગલગાનારે. ૨
શ્રીવડનગરની વીનતી ધારી ગયા ગુરૂ મહારાણા;
ત્યાં ચોમાસુ કર લે રંગસું અક્ષય નીધી ઉપધ્યાનારે. ભવીકા. ૩
એની વીધ તપ ઓચ્છવ બહુ કરીને માલ પહેરી ઉલસાણા,
ફરી તીરથતારંગે જાત્રા સંવત ઓગણીસે ચોપનારે ભવીકા. ૪
વળી ત્યાંથી રાજનગરમાં હેતસું પોળ પીપરડી રહેવાના,
નથુભાઇ ફુલચંદ ઓર શ્રાવકનું ચોથા વ્રત ઉચરાણારે. ૫

નાણુમાંડે આડંબર વાજા ઉત્તમ કામ કરાણા,
વીજાપુર સગ વીનતી મન ધારી ઓગણીસે પંચાવનરે. ૬
શ્રાવક મળી તપકીનો રંગશું વીધી કર તપ ઉપધ્યાના,
માલ પહેરી કમળ રહયપર કરી સમકીત ઉજમાલારે. ૭

## ગાયન. ૨૩

### ખમાચ ઠુમરી.

પન્યાસ પદ સુખચેન દેન આતમ રસ ભીનોરે. આંકણી.
ઓગણીસ ઉપર છપન ખડતર ગચ્છકે મુની મોહન.
શીષ્ય જશમુની ભગવતી યોગ કરંતઃકર બહુજસ લીનોરે. ૧
સંવત ઓગણીસે સતાવન, શ્રી પંન્યાસ વીમળ દયા ધન્ય,
તીન પાસે જસ મુની નામ રતંન, પંન્યાસ પદ લીનોરે. ૨
ઇનું બીધ ઓચ્છવચઢતે રંગ, માગશર સુદ છઠ મનમાં ઉમંગ,
પછી શાંન્તી સનાત્ર પુજા રચીચંગ, શ્રીસંગ મીલકે કીનોરે. ૩
સંવત ઓગણીસે અઠાવન, ઉત્તમ તપકીનો ઉપધ્યાન,
સઉ શ્રાવક મળી કરે ભાવધરંન, ગુરૂ વેયા વચ્યકીનોરે. ૪
પતાસાની પોળ સુવાસ, શા પોચાલાલ ગોકળદાસ,
સંગ ઉભી સોરઠ જાત્રા ખાસ, ગુરૂ સાથે લીનોરે. ૫
કરી જાત્રા ઉત્તમ મનોહાર, રાજનગરમાં પધાર્યા સાર;
વળી માલ પહેરાવી સંગકુ સાર, નીજ ભવફળ લીનોરે. ૬
સંવત ગુણ સઠ સૌથી સુર, શ્રી વડનગરથી સંગનો પુર,
શ્રી કંચનગીરીએ જાત્રા હજુર, ગુરૂ સાથ નગીનોરે. ૭
ત્યાં આઠ તીરથ માલા સાર, સંગકુ આનંદ હરખ અપાર,
પછી રાજનગર આયે જયકાર, રીધ કમળ હસીનોરે. ૮

## ગાયન. ૨૪

ગુરૂ બ્રહ્મચારીજ વ્રત સુધરી, આંકણી. સુધરી, સુધરી, સુધરી. ગુરૂ.
વીસ સ્થાનક તપ કેરી હોરી, વરસી ઉત્તમ તપરી. ૧ ગુરૂ
માસ ખમણ વળી અરધે માસ તપ, છમાસી તપકી ધરી. ૨
ચોમાસા તપ અરૂ પખવાસા, બાવન જના લક્ષ તપરી. ૩
કલ્યાણક તપ બત્રીસ વીજય તપ, ચોવીસીઆ તપ સુધરી. ૪
ચોવીસ તીર્થંકર ઉત્તમ બહુ, વીશ્રીસેથા ધ્યાન ધરરી. ૫
હોલી બત્રીસ વર્ધમાન તપની, નવ પદના આંબલની. ૬
એને વીધ અનેક તપસ્યા કરીને, નરભવ લાવો લીધરી. ૭
દયા વીમળ ગુરૂ ચરણ કમળકી, સેવાકરે સૌભાગ્યરી. ૮

## ગાયન. ૨૫

મુની ગુણ ગાવન જગસગરી, આંકણી.
દયા વીમળ ગુરૂ જાત્રા કરી અનુક્રમસે વરણુન કરરી. ૧
શ્રી કેસરીઆ પુન સંખેશ્વર, આબુ રાણકપુર જાત્રા કરી. ૨
તારંગાજી વળીયે મૈત્રાણા, સિદ્ધગીરી એકવીસ નવાણુ કરી. ૩
શ્રીમલ્લીનાથ ભોયણીમંડળ, ભેટ્યા એકવીસવાર કરી. ૪
જીરાવલીને વળી ભીલડીયા, પંચ તીરથ મન સુદ્ધ કરી. ૫
એને વીધ બહુ તીરથની જાત્રા, કર માનવ ભવ સફળ કરી. ૬
પ્રભુ સ્મરણમાં અહોનીસી રંગે રહ્યા કમળબીય ધ્યાનધરી. ૭
મુની ગુણ ગાવન જગ સગરી.

## ગાયન ૨૬

લાવણી.

દયા ગુરૂકે દીલમેં ભાવ્યો શ્રી સૌ ભાગ્ય,
વીમળ ચીન્તામણી રત્ન નજર આવ્યો;

અવલ તો સુત્ર સાર જાણે. (૨)
સંજમ ક્રીયા ભેદ સરવનો પુરણ પીછાણે,
માનસી સંગ અધીક માણે. (૨)
બેઠા ગુરૂ સીલામત અપને નામે ઓળખાણે.
તેજ તપ હોનું દરસાવ્યો. (૨) શ્રી ૧
ધન્ય ધન્ય કેવે સબ ધરની. (૨)
ધ્યાની ખેમાશીલ દ્રઢતાઈ કઠણુ કરે કરણી;
પંચસુમતીકી મતલીની. (૨)
તીન ગુપ્તીકુ જાણુ પંચ ઇંદ્રિકુ વશ કીની,
પંચ જ્ઞાનનકો જ્ઞાન પાયો. (૨) શ્રી. ૨
નરમ ગુણ વરતી જુગ જાણી. (૨)
શીતળ નેણ અમી રસ વરસે મુખ મીઠી વાણી.
ખરી વીધ મહીમા પ્રફુલાણી. (૨)
સાચ કાચ્છની કલંક વચન શીદ સત જુગ સેલાણી.
ધરમ ઉપદેશહી પ્રફુલાયો. (૨) શ્રી. ૩
દયા ગુરૂ જાણી દીલસારી. (૨)
શ્રી સંગ સભા કરે હીતચીત શું વચન કીયો ભારી,
હકીકત સાંભળજ્યો મારી. (૨)
શ્રી સૌ ભાગ્ય વીમળ સાયરકુ આપી હક ત્યારી.
સોંપ્યો ભંડાર જ્ઞાન છાયો. (૨) ૪
અસાતા વેદની ઉદે આવી. (૨)
દયા વીમળ મહારાજ ગુરૂ કે પૂર્વ કરમ જાઈ,
દુરલભ પાવ નહી [illegible]રતે. (૨)
શ્રી સૌભાગ્ય વીમળ ગુરૂ સેવા હરખ ધરી કરતે,

લીયો સુકૃત ફળ મન ચાયો. (૨) શ્રી. ૫

શેઠ મનસુખ, જમનાભાઈ. (૨)
મોહનલાલ નથુભાઈ હાજર ઓર સર્વ ભાઈ,
દાકતર નીત જોવા લાવે (૨)
દીનમાં દોદોવાર ખબર લેનેકુ ફીર આવે,
પ્રતાપી રોપ્યો પુન્ય પાયો. (૨) શ્રી. ૬
ઇહાં હમ ભાગ્ય જોગે આયે. (૨) "
ધન્ય ભાગ્ય શ્રી સતગુરૂ કામે દરશન ફલ પાયે,
કવી હમ જશ કવિતા કહે તે. (૨)
મારવાડ જોદ્ધાન ઇલાકે ઝાલંધર રહે તે,
ચમન ગુણ ગુરૂજીકા ગાયો. (૨) ૭

## કલસ.

મુનીદયચંદ ઇસમેરે તાર ત.ર તાર. એ ર.ગ.

પન્યાસ પદ વંદતામેં ધન્ય ધન્ય હું. આંકણી.

પ્રમોદ મણી પાયકે, ઉદ્યોત કર હું, દેઇ દાન માન તાન ધ્યાન ધર હું ૧ પ્રન્યાસ.

ગચ્છમાં ઉજાસવાસ વીમળ શાખ જ્યું, સોભીત જેસે ગગનમે પ્રદીપચંદ જ્યું. ૨

ગુણકે ભંડાર સાર જાર કરમકુ, સંગકે આધાર દયા વીમળ આપકુ. ૩

શીષ્ય માંહે મોતી જોતીલાલ દીશજ્યું, સોભાગ્ય વીમળ શોભતેહે કુલમાં હંસજ્યું. ૪

પુણ્ય રસ અંક ઇંદુ અબ્દહેસનુર, માસ ફ:લ ગુણ સુકલહે જો પંચમીકુ સૂર. ૫

નગરરાજ સ્થાન સાજ જોડી કવીતાકુ, ઉમંગ ધર દયા પચીસી હરખ કમળકું.

**દયા વીમળ પચીસી સમપુર્ણ.**

# સ્તવનો.

## સ્તવનો. ૧ લું

### લાવણી ચોમાસાની.

છાઈ ઘટા ગગનમેં કારી, રાજુલકું બીરે દુઃખ ભારી. આંકણી.
ચોમાસા લગ્યા રસ ભીના, આલી અસાડ રંગ મહીના,
ચાર દીસામાં વાદલ પીના, વીજલીને ચમકના કીના.
દીલહોલ ધડકતા સીના, મે અબલાસખી પતહીના;

ઉડાવણી.

સરરરરર ચલત સમીરે, થરરરરર કરત સપીરે,
અબકેસી કરૂ તતબીર, બુરી તગદીર, પીયેબીન પ્યારી. ૧
શ્રીવણમાં સામગણ ઘોરે, ભરજોર બોલ તે મોરે;
દાદુર મીલકરતે દૈરે, પીયું પીયું પપૈયા સોરે,
ઝડ લગ્યો બુંદ ઝકજોરે, બીચચમકે દામનીકોરે;

ઉડાવણી.

કડડડડડ રવધણમાલા, પડડડડડ જળ પરનાળા,
અડડડડડ નાળાખાલા, મેં દેખ હુઈ બે હાલ, હૈયે મેસાલ,
હુવા જળધારી. ૨
બાદુમે પવન પાચીના, વાદલમાં ધનુસરંગીના;
જંગલમાં નદી સુરછીના, પીતમને મુજે દુખદીના,

ઉડાવણી.

યુંબીલપત સુખસુરછાઈ, સખીયન મીલદોડ જગાઈ,
કહેતરફત વચન સુણાઈ, સખી દેખો પીયાકીરીત,
તોડકે પ્રીત ગયે ગીરનારી. ૩

આસોમાં જરા નહી ધીરે, જાદુમંદ ભયે એ પીરે;
ઉઠ ચલીનેમ કીતીરે, કાટનકુ કરમજ ઝીલે,
પ્રીતમ સેલી એકશીરે, વ્રતસંજમ સમકીતહીરે;

ઉડાવણી.

સીવરાજુલ નેમસીધાયે, ઇંદ્રાદીક જીન ગુણગાયે,
ભવી જનમીલ શીશ નીમાયે, મુની કહે કપુરાચંદ, પ્રેમસેં છંદ,
જાઉં બલીહારી. ૮

## શાન્તીજી સ્તવન.

### રાગ—( ખમાચ. )

શાંતીવદનકજ. દેખ નેન મધુકર મનલીનોરે—શાન્તી. આંકણી.
શ્રીજીનકે મકરંદદેન, વિરમીભવ દુર્ગંધને, શિવપુરકે સદાસુખકંદદેન;
સમકીત રસભીનોરે. ૧
કામીતપુરણ કામધેન, મદ મોહ કે ચુરણ હામદેન;
લીયે મનકો અબી આરામચેન, ગુન્જે અતીજીનોરે. ૨
કપુર કહે જિન પદકું એન, ઉરધારો ભવિતાર લેન;
હોય મુકિત સેજપરસારસેન, આગમ કહી દીનોરે, ૩

## અજિતનાથ સ્તવન.

### રાગ—નિંરડી વેરણ હોઇ રહી એ.

અજિત જીણંદશું પ્રીતડી, મુજન ગમેહો બીજાનો સંગકે;
માલતી ફુલે મોહીયો, કિમએસે હોબાવલતરૂ ભંગકે. ૧
ગંગા જલમાં જે રમ્યા, કિંમ છીલ્લર હોરતિ પામે મરાલકે;
સરોવર જલધર જલવીના, નવિચાહે હો. જગચાતક બાલકે. ૨
કોકીલ કલ કુંજિત કરે, પામી મંજરી હો પંજરી સહકારકે;
ઉછાંતરૂ વર નવી ગમે ગિરૂ આશું હો હોયે ગુણનો પ્યાર કે. ૩

કમલિની દિન કર કર ગ્રહે, વલી કુમુદીની હોધરે ચંદશું પ્રીતકે;
ગોરી ગિરીથી ગિરોધરવીના, નવી ચાહે હો કમલાનીજ ચીતકે. ૪
તિમ પ્રભુ શું મુજમન રમ્યું, બીજાશું હો નવિ આવે દાયકે;
શ્રીનય વિજય શું ગુરૂ તણો, વાચકજશ હો નીત્યનીત્ય ગુણગાયકે. ૫

## સ્તવન વીમલનાથનું.

વિમલનાથ મુજગનવસે, જિમરીતા મનરામ. લલના.
પીક વંછે સહકારને, પંથી મન જિમધામ, લલના વિમલ. ૧
કુંજરચીત રેવા વસે, દુમલા મનગોવિંદ લલના,
ગોરી મન શંકર વસે, કુમુદિની મન જિમચંદ લલના. ૨
અલિમન વિકસિત માલતી, કમલિની ચિત દિણંદ બળના.
વાચક જશને વાલહો, તિમશ્રીવિમલ જિણંદલલના. ૩

## અજિતનાથનું સ્તવન.

કોઇ લો પરવત ધુધલો રે એ. રાગ.

અજિત જિણંદ જુહારીયે રે લોલ, જિત શત્રુવિજયા માતર સુગુણનર;
નયરી અયોધ્યા ઉપનોરે લોલ, ગજલંછન વિખ્યાત રે સુગુણ. ૧
ઉંચપણું પ્રભુજીતણું રે લોલ, ધનુશ સાઢાશય ચ્યારરે, સુગુણનર,
એકસહસસ્યું વ્રતલીયેરે લોલ, કરૂણારસ ભૃંગારરે સુગુણ. ૨
બહોતેર લાખ પુરવ ધરેરે લોલ, આવખું સોવન વાન્નરે સુગુણનર
લાખ એક પ્રભુજી તણારે લોલ, મુનીપરીવારનું માનરે સુગુણનર. ૩
લાખ ત્રણ્ય ભલી સંયતી રે લોલ ઉપર ત્રીશ હજારરે સુગુણનર;
સમેત શીખર શિવપદ લહોરે લોલ, પામ્યા ભવનો પારરે સુગુણ. ૪
અજિત બલાસાસન સુરીરે લોલ, મહા યક્ષ કરે સેવરે સુગુણ નર;
કવિજશવિજય કહે સદારે લોલ; ધ્યાઊં એજિન દેવરે સુગુણ નર. ૫
અજિત જિણંદ જુહારીયેરે લોલ.

### પદ ૧ લું.

લાલ ગુલાબ આંગી બનીરે, એ તો મારા, પ્રભુજીને કાજ હો લાલ;
કેસર ચંદન પુજીએરે, વરોયે સીવવરમાલ હો લાલ લાલ ગુલાબ. ૧
સુરતરૂ જાયને કેતકીરે,
ગુંથી ફુલની માળ હો લાલ;
જેમ તારા બીચ ચંદ્રમારે; તેમ શોભીત મહારાજ. હો લાલ. ૨
માથે મુગટ હીરે જડયોરે, કાને કુંડળ સાર હો લાલ,
બાંહે બાજુબંધ બેરખારે, ગળે નવસેરો હાર હો લાલ. ૩
ભાલમાં તીલક શોભતો રે, કેડે કંદોરો હીમનો હો લાલ;
શ્રીફળ બીજોરૂં હાથે ધર્યું રે, મુખપુનમકા ચંદ હો લાલ. ૪
જેમ પ્રભુ ગુણ ગાવતાંરે, ભવો ભવનાં દુઃખ જાય હો લાલ;
દાન દયા પન્યાસનો રે, શિષ્ય સૌભાગ્ય સુખકાર હો લાલ. ૫

### શ્રીપાર્શ્વનાથનું સ્તવન.

રાતાં જેવાં ફુલડાંને, લીલો તારો રંગ;
આજ તારી આંગીનો, કાંઇ રૂડો બન્યોછે રંગ. પ્યારાપાસજીહોલાલ,
દીન દયાલ મુને નયણે નીહાલ. આંકણી. ૧
જોગીવાડે જાગતોને, માતો ધિંગડમલ;
શામળો સોહામણોને, જીત્યા આઠ મલ. પ્યારા. ૨
તુંછે મારો સાહીબોને, હું છું તારો દાસ;
આસ પુરોદાસની કાંઇ, સાંભળી અરદાસ. પ્યારા. ૩
દેવસઘળા દીઠા તેમાં, એકતું અવલ;
લાખેણું છે લટકું તારૂં, દેખી રીઝે દિલ. પ્યારા. ૪
કોઇ નમે પીરનેને, કોઇ નમે રામ;
ઉદયરત્ન કહેરે પ્રભુ. મારે તમશું કામ. પ્યારા. ૫

## શ્રીવીરજીન સ્તવન.

### કલમલની દેશી.

જગતપતી નાયક શ્રી જીનદેવ, દાસનો દાસછું તાહરો;
જગતપતી તારક તું કીરતાર, મનમોહન પ્રભુ માહરો. ૧
જગત પતી તાહરે તો ભકત અનેક, મારે તો એકજ તું ધણી;
જગતપતી વીરામાં તું મહાવીર, સુરત તાહારી સોહામણી ૨
જગતપતી ત્રીશલારાણીનો તું તન, ગંધાર બંદર ગાજીઓ;
જગતપતી શીદ્ધારથ કુળ શણગાર, રાજ રાજેસર રાજિયો. ૩
જગતપતી ભગતાંની ભાગે છે ભીડ, ભીડ પડેરે પ્રભુ પારીએ;
જગતપતી તુંહી પ્રભુ આગમ અપાર,સમજ્યો ન જાય મુજસારીરે.૪
જગતપતી ઉદય નમે કરજોડ, સતર નેવ્યાસી સમકીધો;
જગતપતી ખંભાયત જંબુસરસંઘ, ભગવંત ભાવશું ભેટીયો. ૫

## શ્રી ધર્મનાથનું સ્તવ.

### હાંરે મારા જોબનીઆનો લટકો.

હાંરે મારે ધર્મજીણંદ શું લાગી પુરણ પ્રીતજો,
જીવલડો લલચાણોજીનજીની ઓળગેરે લોલ;
હાંક મુને થાશે કોઇક સમે પ્રભુસુ પ્રસનને,
વાતલડી તવમાહારીરે, શવીથાશે વગેરે લોલ. ૧
હાંરે પ્રભુ દુરીજનનો ભંભેર્યો માહરો નાથજો,
ઓળવસે નહીં કયારે કીધી ચાકરીરે લોલ;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનીયામાંહ જો,
જઈ પેરે જીમતે હને ઘર આસ્યા કરીરે લોલ, ૨
હાંરે જસ સેવાસેતી સ્વારથ નહી સીદ્ધ જો,
હાસીરે શી કરવી તેહથી ગોકડીરે લોલ;

હાંરે કાંઇ જુઠું ખાયે તે મીઠાઇને માટે જો,
કાંઇરે પરમારથ વીણ નહીં પ્રીતડીરે લોલ 3
હાંરે પ્રભુ અંતર જાગી જીવન પ્રાણુાધારજો,
વાયોરે નવી જાણ્યો કલિયુગ વાયરોરે લોલ;
હાંરે ગા I લાયક નાયક ભકતવત્સલ ભગવંતજો,
વારૂરે ગુણ કેરો સાહીબ સાચરૂ રે લોલ. ૪
હાંરે પ્રભુ લાગી મુજને તારી માયા જોરજો,
અળગારે રહ્યાથી હોય આસિંગલો રે લોલ;
હાંરે કુણ જાણે અંતરગતની વીણ માહારજજો,
હેજેરે હસી બોલો છાંડી આંબળોરે લોલ. ૫
હાંરે તારે મુખને મટકે અટકયું મારૂં મનજો,
આંખલડી અણીયાળી કામણગારડીરે લોલ;
હાંરે મારાં નયણાં લંપટ જોવે ખીણખીણ તુઝજો,
રાતાં રે પ્રભુરૂપે નરહે વારીયો રે લોલ ૬
હાંરે પ્રભુ અલગાતો પણ જાણજો કરીને હજુરજો,
તાહરીરે બલહારી હું જાઉં વારણેરે લોલ;
હાંરે કવીરૂપ વિબુધનો મોહન કરે અરદાસજો,
ગિરૂઆથી મન આણી ફીલટ અતી ઘણેરે લોલ. ૭

### શ્રી નેમનાથનું સ્તવન.

હાંરે મારે નેમનગીના નાથનિરંજન દેવજો,
શ્રાવણ સુદ પાંચમની રાતે જન્મીયા રે લોલ;
હાંરે કરી રચના ચોસઠ ઇંદ્ર કુમારેજો,
મેરૂપર પ્રભુને પધરાવ્યા પખાલવારે લોલ; હાંરે. ૧

હાંરે પ્રભુ સુણી વચન મર્મ ભરેલ બોબાઇનાંજો,
ચાલ્યા જાન સજી જાદવની પરણવારે લોલ; હાંરે. ૨
હાંરે સુણી રૂદન તોરણીયે પશુનું દિલ ફાટજો;
સુણતાંરે દયા દરીયો જોસે ઉછળ્યો લોલ. હાંરે, ૩
હાંરે ફેરી રથડો વાળ્યો સંજમ કાજજો,
રાણીરાજુલ સર્વે સગાં વીનવેરે લોલ. હાંરે. ૪
હાંરે પ્રભુ છાંડયો મોહને માંડયો સંજમ પાયજો,
થાવારે મુનીવર દઇ અમૃત દેશનારે લોલ. હાંરે. ૫
હાંરે રૂદનથી રાણી રાજુલ કરે પોકારજો,
સમજાવે સંસારે સૌ છે સ્વાર્થનું રે લોલ. હાંરે. ૬
હાંરે પ્રભુ સંજમ લઇને સહસ્ત્ર સાધુ પરિવારજો,
દોષ અઢારે છાંડી કેવળ પામતારે લોલ. હાંરે. ૭
હાંરે જબ દેશના દો તબ અમૃત વરસે ધારજો,
તાર્યાં અગણિત નર નારી પરિવારને રે લોલ. હાંરે. ૮
હાંરે પ્રભુ નામ સમરતાં દુર ગતિ નાસે દુરજો,
પ્યારાને શરણે હું આવી વિનવું રે લોલ, ૯
હાંરે નાથ આપ વિના નહિ અવર તણો આધારજો,
તરણતારણ નિતારણ નાથ નિવારજો રે લોલ. ૧૦
હાંરે દીનદાસ નમે ઉલ્હાસે આપને ચર્ણજો,
તારો રે જગ તારક આપી ના વહું રે લોલ. ૧૧

# અગાઉથી આશ્રય આપનાર ગ્રાહકોના નામ.

## ગામ. અમદાવાદ.

નકલ. નામ.

૨૫ શા. લલુભાઈ વાલમદાસ.
૧૦ શેઠ મણીલાલ મુલચંદ.
૧૦ શા. બાપાલાલ નાહલચંદ ઝવેરી.
૫ શા. મંગળદાસ ડાહ્યાભાઈ.
૫ ભોજક. મગનલાલ.
૫ શા. હરીલાલ છોટાલાલ
૨ શા. ચંદુભાઇ નગીનદાસ.
૨ શા. બાલાભાઇ નથુભાઇ.
૧ શા. પોપટલાલ બગુભાઇ.
૧ શા. મગનલાલ ભઇતેલી.
૧ શા. હીરાભાઇ હઠીસંગ.
૧ શા. વાડીલાલ નગીનદાસ.
૧ મુનીમહારાજ શાંતિવીજયજી
૧ શા. છગનલાલ હઠીસંગ.
૧ શા. મણીલાલ હીરાચંદ.
૧ શા. મફતભાઇ લલુભાઇ.
૧ શા. બગુભાઇ નેમનચંદ.
૧ શા. ઉમાભાઈ મોકમભાઇ
૧ શા. મોહનલાલ હઠીભાઇ.
૧ શા. ડાહ્યાભાઈ મગનલાલ
૧ શા છોટાલાલ ઉગરચંદ.
૧ શા. મોતીલાલ માણેકચંદ

## ખેડા ગામ.

૧ શા. વાડીલાલ દલસુખરામ
૧ શા. પ્રેમચંદ છગનલાલ.
૧ શા. ડાહ્યાભાઇ સાંકલચંદ.
૧ શા. ચુનીલાલ પ્રેમચંદ.
૧ શા. મગનલાલ ચકુભાઇ.
૧ શા. ભોગીલાલ છગનલાલ
૧ શા. જમનાદાસ તારાચંદ
૧ શા. નાહલચંદ છોટાલાલ.
૧ શા. પોચાભાઇ ચમનલાલ
૧ શા. તારાચદ દોલતભાઇ.
૧ શા. અનોપચંદ શાંકલચંદ
૧ શા. ભોગીલાલ મગનલાલ ઝવેરી.
૧ શા. સોમા ચુનીલાલપટવા
૧ શા. મણીલાલ છોટાલાલ.
૧ શા. જમનાદાસ ઉમેદચંદ.

૧ શા. પરસોતમ ભીખાભાઈ
૧ શા. મોહનલાલ અનોપચંદ.
કોઠારી.
૧ શા. ભોગીલાલ ખુશાલ.
૧ શા. લાલભાઇ મગનલાલ.
૧ શા. ચમનલાલ છગનલાલ
૧ શા. હેમચંદ નાથાભાઇ.
૧ શા. પુનાભાઇ દલસુખ,
૧ શા. ગીરધર હકમચંદ
કન્યાશાળાના માસ્તર.

૧ શા. મણીલાલ છગનલાલ.
૧ શા. ચતુરદાસ મનસુખરામ
૧ શા. મંગળદાસ ડાહ્યાભાઇ.
૧ શા. હીરાલાલ વાડીલાલ.
૧ શા. ત્રીકમલાલ નગીનદાસ.
૧ શા. શકરભાઇ કાલીદાસ.
૧ શા. ફુલચંદ મુલચંદ.
૧ શા. ચુનીલાલ મથુરદાસ.
૧ શા. બાલાભાઈ મનસુખરામ
૧ શા. જમનાદાસ ખુશાલદાસ

મહેરબાન સાહેબોને વીનંતી કરવામાં આવે છે કે કેટલાક નામ ચોપડીઓ છપાઇ ગયા પછી આવેલા છે માટે નામ દાખલ થઈ શકયા નથી માટે માફ કરશોજી એજ.

બાલાભાઇ કચરાભાઈ—રાજનગર બુકડીપો.

# જાહેર ખબર.

અમારી દુકાનેથી સરકારી સ્કુલનાં ઉપયોગી તમામ પુસ્તકો તેમ જૈન ધર્મને લગતાં, સર્વે પુસ્તકો બજાર કરતાં સારા કમીશને આપવામાં આવશે. વળી અત્રે ડ્રોઇંગ પેનસીલ, રબર, નોટપેપર, અક્ષાસા ઇઝબુક તથા કીન્ડરગાર્ટનની બક્ષીસો, ધોરણની નોટો, કાગળો વગેરે સારા અને કીફાયત ભાવે આપવામાં આવશે સર્વે સદગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે એક વખત અમારી દુકાનનો પ્રસંગ પાડી ખાતરી કરશો એજ,

લી.

**જમનાદાસ નાથાલાલ બ્રધર્સ એન્ડ કો.**

રાજનગર બુકડીપો.

રીચીરોડ–**અમદાવાદ**

# જાહેર ખબર.

સર્વે સદ્‌ગૃહસ્થોને અમારી નમ્રતા પુર્વક જાહેર ખબર આ
વામાં આવે છે કે અમારી દુકાને, સરકારી નીશાળોને લગતાં
મ પુસ્તકો તથા જૈન ધર્મને ઉપયોગી પુસ્તકો તથા તમામ જા...
નોવેલો તેમજ, ડ્રોઈંગપેનસીલો, રબરો, નોટપેપર, એક્ષસાઈઝ બુકો
કીન્ડરગાર્ટનની બક્ષીસો બે રંગુની નોટો કાગળો, બ્લોટીંગ વીગેરે
સઘળો માલ બજાર કરતાં અમારી દુકાને સસ્તાં અને સારાં કમી-
શને આપવામાં આવશે. અમારી દુકાનનો એક વખત પ્રસંગ પાડી
ખાતરી કરશો એવી આશા છે.

લી.

જમનાદાસ નાથાલાલ બ્રધર્સ એન્ડ કો.

રીચીરોડ—અમદાવાદ.

જામનગર મોકાબનાળાની જોડે.